# તલેરમાતી રમુજી વાતો.

હરેક સ્ત્રી પુરૂષને વાચવા લાયક.





પ્રમાધ કરનાર.

**અ એચ. અલીમામદ.**

---

**મુંબઈ.**

પારસી પ્રિટિંગ પ્રેસ.

શને ૧૮૮૮.

**કીમત અરધો આનો.**



# તલેસ્માતી રમુજ વાર્તા.



એક વખત હીશાળ નગરમાં એક રાજા રાજ કરતો હતો તેને ત્રણ છોકરા હતા. તે રાજાને એક વખત એવું સ્વપનું આવ્યું સોનાનું ઝાડ, હીરાના પાંદડાં, મોતીના ફળ. એવું જ્યારે તેણે તે જોયૂં તેવાજ તે ચોંકી ઉઠયો અને આખી રાત મેહલમાં ફર્યો કીધું પણ તેને કંઈ ચેન પડયું નહી સવાર પડતાં તેણે પોતાના છોકરાઓને બોલાવી પોતાના સ્વપનાની બધી વાત કહી સંભલાવી અને જે તે લાવી આપે તેને પોતાનાં મરણ પછી ગાદીનો વારસ કરવા ઠરાવ્યું. આથી તેના ત્રણે છોકરાઓને પુષ્કળ ધન આપી રવાના કર્યો. પાંચ સાત કોશની મંજલ કરવાથી તેઓ થાકી ગયા હતા જેથી તેઓએ એક સારી રળીઆમની જગ્યા જોઈ ઉતારો કરયો પાસે ખાવાનું હતું તે પોતાના નાના ભાઈને સોંપી બે ભાઈ શીકારની શોધમાં નીકલ્યા. તેઓ એક હરણની પછવાડે જંગલમાં દોડયા. એકદમ દોડયા

તેથી જે રસ્તે તેઓ આવ્યા હતા તે રસ્તો તેમને મળી સક્યો નહી જેથી તેઓ એક શેહરમાં પુગ્યા કે જે શેહેરના રાજાએ એવો હુકમ કરયો હતો કે જેબી કોઇ નવો મુસાફર આપણાં શેહરમાં દાખલ થાય તેની પાસેથી સો મણ સોનુ લેવું જો તે આપે તો રાજાની એક છોકરી તેને પરણાવવી અને નહીં આપે તો તાને કેદ કરવો. હવે જેવા બે છોકરાઓ શેહરમાં દાખલ થયા તેવુંજ સીપાઇઓએ સો મણ સોનુ માંગ્યું પેલાઓ પાસે એટલું બધું સોનુ હતું નહીં તેથી તેમને કેદ જવાની ફરજ પડી હવે પેલો નાનો ભાઇ બે ભાઇઓની વાટ જોતો બેઠોહતો. તેને જોયું જે હજુર સુધી તેઓ નથી આવ્યા તેથી પોતે રાંધેલું ખાણું ખાઈ સુઇ રહયો. સવાર પડતા તે પોતાના ભાઇઓની શોધમાં અને પોતાનાં બાપનું સ્વપનુ ખરૂં છે કે ખોટું તે જોવાને નીકલ્યો. આગલ લાંબો વખત ચાલ્યા પછી તે એક શેહર આગલ આવી પુગ્યો જે શેહરના દરવોજા બંધ જોઇ ત્યાં રાત વાસો કરવાનું ઠરાવ્યુ. હવે આ શેહરનો રાજા ઘણો વૃધ થઇ ગયો હતો જેને એક પુત્રી હતી તે રાજાએ. તે દહાડે એવો વિચાર કરયો હતો જે મુસાફર શેહરના દરવાજા ઊઘાડતાં તે શેહરમાં જાએ અને જો તે પોતાની જાતનો હોય તો તેની પુત્રી અને પેહરામણીમાં પોતાનુ રાજપાટ આપવાને ઠેરાવ કરયો સવાર પડી કે રાજાએ સીપાઇઓને દરવાજો ઊઘાડવાને હુકમ કરયો. જેવો દરવાજો ઊઘાડયો કે તે નાનો ભાઇ અંદર દાખલ થયો

પોતે બહુ રૂપવાન તથા કાન્તી વાળો હતો જેથી તે રાજાએ તેને જોયો તેવોજ બહુ ખુશી થયો અને પરપુછ કરતા પોતાની જાતનો નિકલ્યો તેથી પોતાની કુંવરી સાથ તેના લગ્ન કરયાં અને પેહરામણીમાં પોતાનું રાજપાટ આપ્યું. આ પછી તે રાજા મરણ પામ્યો તેથી તે રાજ તેને સ્વાધીન કીધું. પોતે રાજા પુત્ર છતા સારી રીતે કેળવાયલો હતો તેથી તેનામાં રાજ્ય ચલાવવાની હુશીઆરી વધારે હતી. તેને કેટલા કજ્યા, વેર કાઢી નાખ્યા તેથી તેને રૈયત બહુ સુખ પામવા લાગી, થોડે વખત રાજ્ય કીધા પછી તેને તે રાજ વજીરને સ્વાધીન થોડીક મુદત સોંપી શોનાનું ઝાડ, હીરાનાં પાદડાં, મોતીના ફળ એ સ્વપનુ ખરૂં છે કે ખોટું તેની શોધ કરવા નીકલ્યો આગલ ચાલતાં તે એક ત્રીપુરારી નગરીમાં આવી પુગ્યો કે જ્યાં તે એક ડોસીને રોજ એક મોહર આપવા કહી આથી ડોસી બહુ ખુશી થઇને રોજ તેને સારૂં સારૂં રાંધી ખવડાવતી હતી. એક સાંજે જયારે તે બાહારથી ફરી ઘરમાં આવ્યો યારે તો ડોસીને રડતી અને કલાપો કરતી જોઇ ત્યારે તેને પુછ્યું ડોસી મા તમે કેમ રડો છો ત્યારે ડોસીએ કહ્યું કે આ દેશના રાજાની પુત્રીના પેટમા બલા છે જે એક રાત્રે એક પુરૂશનો ભોગ લે છે મારા બે છોકરાઓ ભોગમાં આપ્યા પણ આજે મારા નાહલા છોકરાની વારી છે ત્યારે તેને કહ્યું ડોસી મા તું બીહીશ નહી તારા છોકરાની બદલે આજે હું જઇશ આ વાત થયા પછી જમવાનો વખત થયો ત્યારે

ડોસીએ તેને સારાં સારાં પકવાનો કરી જમાડયો થોડો વખત પેલી ડોસીને ત્યાં સીપાઇઓ આવ્યા ને કહ્યું કે તમારા દીકરાને મોકલો ડોસીએ આ વાત પેલા રાજકુમારને કહી ત્યારે તે સી-પાઇઓ સાથે રાજાના મેહલ તરફ ચાલ્યો. આ પછી પેલો રાજકુમારને રાજકન્યા સુવા ગયાં પેલી કન્યા તો સુઇ ગઈ પણ પેલો રાજકુમાર સુતો નહી પણ પોતે જ્યાં સુતો હતો ત્યાં એક ઉશીકો મુકયો. આસરે બાર વાગતા પછી સુમારે જ્યારે પેલી રાજ-કુમારી ભરઊંઘમાં સુની ત્યારે તેના પેટમાંના સાપે ડોકુ બહાર કાઢયું. જેવા સાપે ઉશીકાને બે ચાર ડખ માર્યા કે લોહી નીકલ્યું, નહી તેથી ખુબ ખીજ્યો અને બહાર નીકલી પલંગપર આમ તેમ પચાડા મરવા લાગ્યો. પેલો રાજકુમાર હાથમાં તલવાર લઇને ઉભો હતો જ્યારે તે સાપ બહાર નીકલ્યો ત્યારે તેને બે ત્રણ ફટકા તલવારના માર્યા જેથી તે મરી ગયો. સ વારે ધારા મુજબ સ્મશાને લોકો તે મુડદું લઈ જવા આવ્યા ને બારણાં થોકયાં. પેલો રાજકુમાર નાહી ધોઇ પાદશાહી પો શાક પેહરી બેઠો હતો તેને જ્યારે લોકોની ગડબડનો અવાજ સાંભલ્યો તેવુંજ બારણું ઉઘાડયું. જ્યારે રાજાના માણસોએ તે-આદમીને જીવતો જેયો તેવાજ તેઓ રાજા પાસે ખબર લઇ ગયા. રાજા આથી બહુ અજાયબ થયો અને જ્યારે તેનો ભેદ જણાવવાને કહ્યું ત્યારે તેને તે સાપના કડકા દેખાડી સરવે વા ત કહી આથી તે રાજા બહુ ખુશી થયો અને તે કુમારી વેરે

તેના લગન કીધાં. થોડી મુદત સુખચેનમાં ગુજારયા બાદ તે પેલી શોધને માટે નીકલી પડયો. લાંબો વખત મુસાફરી કરવા બાદ તે એક ખીચ જંગલમાં આવ્યો અને આખો દીવસ આસપાસ ભટકયા બાદ આખરે રાતનો વખત થયો. જ્યારે તે ભર ઊંઘમાં પડયો ત્યારે તેને એવું સ્વપનું આવ્યું કે 'જે કામ તું કરવા આવ્યો છે તે તારૂં કામ કદી પાર પડયા વગર રેહેવાનું નથી. આથી તે ચોંકી ઉઠયો અને કેટલોક વખત વિચાર કરયો બાદ તે સુઇ ગયો સવાર પડતાં તે ઉઠયો અને આગળ ચાલવું શરૂ કીધું. આખો દીવસ ચાલવા બાદ છેવટે રાત પડવા આવી ત્યારે તે એકાએક, એક ઝાડ આગળ આવી પુગ્યો જ્યાં તેને કંઇક ગડબડનો અવાજ સાંભલ્યો. ઉપર જોય છે તો તેને ત્રણ ખુબસુરત પરીઓ જોઇ.

આથી તેની અજાયબીનો કંઇ પાર રહયો નહીં. અને જેવો તે આદમીને તે પરીઓએ જોયો તેથી તેઓ પોતાના ચેહરા ઉપર શરમાવા લાગી આખરે પરીઓએ નીચે ઉતરી તેને આવવાનું કારણ પુછયું. ત્યારે તેને તે પરીઓ આગળ પોતાના બાપના સ્વપનાની વાત કહી સંભલાવી. તે પરીઓએ કહ્યું કે તે તો અમે કરી શકશું પણ હમારો બાપ અજદા છે. તે હમણા જંગલમાં શીકાર કરવા ગયો છે તેથી જો તે હમણા આવશે તો તમને અમને મારી નાખશે. આથી તેને પુછયું તમારો બાપ જંગલમા ખોરાક શોધવા કયે વખતે જાય

છે ત્યારે તેઓએ કહ્યુ કે સાંજે ૬ થી ૭ ની અંદર તે પોતાનો મોહરો જંગલમાં મુકે છે જેથી આખા જંગલ મધે અજવાળુ પડેછે અને પછી શીકાર કરવા જાય છે. પેલો છોકરો આથી તરતજ ત્યાંથી ચાલતો થયો અને એક લુહારને ત્યાં જઇ કહ્યું કે મને એક લોખડનું ચાક બનાવી આપો કે જે ચાકને પથર ઉપર મુકીએ તો પથરની તુકડા થઇ જાએ. જો તમ મને બનાવી આપશો તો હું તમને માંગતુ મુલ આપીશ લુહારે જોયું કે આ તક ઠીક આવી છે તેથી તેને ૫૦૦ રૂપીઆ માંઆ. પેલા રાજકુમારે કહ્યું કે મને કાલે ચાર વાગતાની અંદર જોઇએ પેલા લુહારે તરતજ માણુસો કામે લગાડયા અને તેને ત્રણ વાગતાની અંદર પેલું ચાક બનાવી મુક્યું. પાંચ વાગતાને સુમારે પેલો રાજકુમાર આવ્યો અને કહ્યું કે મારી પાસે રૂપીઆ તો નથી પણ એક હીરાની વીટી છે તે કોઇ આંધળાને બી આપશે તો તે તમને ૧૦૦૦ રૂપીઆ તરત આપશે. પેલા લુહારે વીચાર્યું જે એ કહે છે તેટલાનો માલ છે વાસ્તે તેને પોતાના એક નોકર પાસે તે ચાક ઉચકાવી તે છોકરા સાથે મોકલ્યો. પેલા છોકરાએ જાણ્યું જે રસ્તો આસરે એક કોસ લાંબો છે અને જો તે જગ્યા કોઇ આદમી જોશે તો ખ્યાલ થઇ પડશે તથી તેને ઊંચકી લાવનારને આંખે પાટા બાંધ્યા અને પેલા ઝાડથી ૨૫ કદમ દુર એક ઝાડ આગળ તેને પેલું ચાક મુકાવ્યું ને પાછો તે આદમીને આંખે પાટા સુધાં તે લુહા

રને ત્યાં મુકી ગયો. હવે પેલો રાજકુમાર એક ઝાડ ઉપર ચ
ઢી બેઠો. ઠેડવેલા વખત મુજબ તે સાપ મોહોરો મુકીને મુસા
ફરી કરવા ગયો જ્યારે રાજકુમારે જોયું કે તે સાપ બે ચાર
કોસ નીકલી ગયો છે ત્યારે તેને તે ઝાડપરથી નીચે ઉતરીને
પેલા મોહરાપર પેલું લોખંડનું ચાક મુકયું અને તરતજ ઝાડ
ઉપર ચઢી બેઠો. જેવું તેને તે ચાક મુકયું તેવુંજ જંગલમાં
અંધારૂં થઇ ગયું કે તરતજ તે સાંપ દોડતો આવ્યો અને ચા
કને બે ચાર ઝપાટા મારયા તેવાજ તે સાપના સાત ટુકડા થઇ
ગયા. હમણાં તો તે રાજકુમાર નીચે ઉતરયો નહી પણ સવા
રે જયારે તેને તે સાપને મુવેલો દીઠા તથી ઝાડ ઉપરથી નીચે
ઉતરી પેલી પરીઓના ઝાડ તરફ રવાના થયો. પરીઓએ ક
હ્યું જે અમારો બાપ હમણા આવશે માટે તમે જતા રહો પ
ણ રાજકુમારે તેમને કહયું કે તમારા બાપને મેં મારી નાખે
લો છે પછી સોનાનું ઝાડ હીરાનાં પાદડાં મોતીના ફળ દેખરા
વવા કહયું. આથી મોહટી પરીએ તે છોકરાના હાથમાં તરવા
ર આપી અને કહયું કે માર મારા ગળા ઉપર પેલો છોકરો
પેહેલે તો બીધો પણ તેને બહુ હુજત કીધી તેથી તેના ગળા
ઉપર તેને તલવારનો ઘા કરયો આવી તેની નજરે એક મોટુ
સોનાનું ઝાડ થયું પછી બીજીની ડોકપર પણ તેજ રીતે મા
રયો જેથી તે સોનાના ઝાડપર હીરાનાં પાંદડાં થઈ ગયાં પણ
નાની પરી જે સઉથી ખુબસુરત હતી તેને મારવાને તેનું મન

ચાલ્યું નહીં આખરે તેને પણ તે મીસાલ બા કર્યો. જેથી તે સોનાના ઝાડ ઉપર હીરાના ફળ આવી લાગ્યાં પણ પાછું તે ઝાડ કેમ કાઢી નાખવું તે તેને ખબર રહી નહીં પણ તે ઝાડ ઠડમાંથી વાંકુ વલ્યું જેથી તેને થડ ઉપર ફટકો મારયો જેથી તે ઝાડ જતું રહ્યું અને પેલી ત્રણ પરીઓ તેની નજદીક ઉભી રહી. હવે તે ત્રણે પરી સાથે લઈ પોતાના ભાઇ જ્યાં કેદખાને પડયા હતા તેમને છોડાવાને માટે તે શેહેરમાં દાખલ થયો, જેવો તે શેહરમાં દાખલ થયો તેવુજ ૧૦૦ મણ સોનુ માંગ્યું પેલી પરીઓ તેની સાથે હતી તેથી તેઓએ તેને તરતજ તેટલુ સોનુ કાધી આપ્યું તેથી તે છોકરી સાથે પણ પરણ્યો અને ૬) બાયડીઓ અને તન મોટા રાજ્ય સહીત અને પોતાના બાપના સ્વપના સહીત પોતાના ગામ આવ્યો અને કચેરીની વચમાં સોનાનું ઝાડ હીરાના પાતરાં અને મોતીના ફળ કરી બતાવ્યાં અને ગાદીએ બેઠો.

